# ચતરા બકાવળી.



લેખક
વરતેજવાળા મનહર.

રજુ કરનાર
પાયોનીયર ફિલ્મ કાું.

કીંમત દોઢ આનો.

ટોપીઓના જાણીતા વેપારી

# નાનજી ઝવેર




અમારે ત્યાં દરેક કોમના બરની દરેક ક્વાલીટીની
ચાલુ ફેશનની ટોપીઓ કીફાયત ભાવે મળે છે
આવો અને જુઓ.

**ઇમ્પીરીયલ કેપ માર્ટ.**

ભીંડીબજાર, મુંબઈ નં૦ ૯.

# ચતરા બકાવલી.

## ટુંકસાર.

**જે કોઈ પ્રેમ અંશ અવતરે**
**પ્રેમ રસ તેના ઉરમાં ઠરે.**

x x x x

સાહિત્યના વિશાળ સમુદ્રમાં જેમ અનેક પ્રેમકથાઓ ઉગતા માણસોથી વંચાતી તે ઠેઠ સુધી જીભ પર ચઢી રહેતી હમેશાં પ્રસરેલીજ રહે છે, તેમજ આ ગુલબકાવલીના મહાપ્રેમી શાહઝદા તાજુલમુલ્કની બકાવળી તથા રાજકુમારી ચતરા સંબંધેની પ્રેમકથા જન સમાજમાં તેટલીજ પ્રચલીત છે.

તેના પૂર્વ વૃતાંત રૂપે શાહજાદો તાજુલમુલ્ક, બકાવળી તથા પિતાની આંખોના ઉપાય રૂપે પુષ્પ પિતા પાસે લાવી તેમની આંખો સાજી કરી પિતાના આશિષ મેળવે છે. અને પછી તે પ્રેમીઓ પ્રેમનો અનેરો લ્હાવો ભોગવતાં દિવસો નિર્ગમન કરતા હોય છે. પરંતુ સાચા પ્રેમીઓ કોઈકજ સુખી થાય છે. તેમ ઇંદ્ર પોતાની અપ્સરા બકાવળીને સ્વર્ગ લોકમાં પાછી બોલાવી લે છે. જેથી તે શુદ્ધ પ્રેમીઓમાં વિયોગનું સંકટ આવી પડે છે. જેનો પરિણામે શાહઝાદે તાજલ પ્રેમ ઘેલો બની બકાવળી પાછળ જંગલો જંગલ ભૂખ્યો તરસ્યો ભટકતો બોલતો ફરે છે.

**કોઈ હાલ કહો જા કે.**
**મેરી પરીકો સમજાકે...કોઈ.**

x x x x

એક દિવસ ઇંદ્રના અખાડામાં મુની નારદના આગમનથી નાચ રંગની બકાવળીને આજ્ઞા થાય છે. બકાવળી પોતાના નૃત્યથી ઇંદ્રને રીઝવવા એક નૃત્ય ગાન કરે છે.

ચતરા બકાવલી.



પાયોનીયર ફિલ્મ કંપની.

**કાળી બાદરીયાંમેં ઘેરલીની દેખો સૈયાં.**
**ઝીની ઝીની બુંદીયાં.**
**બરસેં ચમકે.**
**તડપ તડપ સારી રેન ગઈ રે...કાલી.**

આથી ઇંદ્ર પ્રસન્ન થઇ વરદાન આપતાં બકાવલી પોતાના પ્રેમી શાહઝાદા તાજલનો સહવાસ પાછો માગે છે, પરંતુ તેથી તો ઇંદ્ર ક્રોધે ભરાઈ તેને બાર વર્ષ સુધી પત્થરનું અર્ધું અંગ લઇ પૃથ્વીમાં પડવાનો શ્રાપ આપી દે છે. નારદની વિનવણીથી તેના શ્રાપના નિવારણમાં કહેવામાં આવે છે કે તેના સમી કોઇ બીજી સ્ત્રીના હાથે ઉદ્ધાર પામી, તેનો પ્રેમી લગ્નમાં જોડાશે તો બકાવલી શ્રાપ મુક્ત થશે.

સીંહલદ્વીપના મહારાજા મનોદીપની રાજકુમારી રૂપે ચતરાના સ્વરૂપથી સમગ્રદ્વીપભરમાં તેના સૌંદર્ય, સ્વરૂપ, અને ચતુરાઈની વાતો ચાલી રહેતી હતી.

જેથી યક્ષ લોકોના મૂર્ખ સરદાર હિમાંગનો મૂર્ખ પુત્ર ડિમાંગ ચતરાનો આશક બની તેને મેળવવાને પિતા પાસે હઠ લઇ બેસે છે અને તેની માતા હિમાંગીની સહાયથી હિમાંગને ચતરાનું હરણ કરવા સમજાવે છે તેઓ પોતાના માણસો લઇ તેમ કરવા નીકળી પડે છે.

બીજી તરફ વિદ્યુતસેન નામનો એક ગધર્વ ચતરાને પરણવાની ઉમે[illegible]રી કરી પોતાના દૂતદ્વારા માગણી મોકલે છે. પરંતુ ચતરાને [illegible]ર, ઈંદ્રને પ્રેમની અપેક્ષા ઉપજાવે એવો દીવ્ય પ્રેમી જોઇએ એ સાંભળી ક્રોધે ભરાઇ તે પણ ચતરાને હરી લાવવાના નિશ્ચપર આવે છે.

સ્વર્ગ લોકમાંથી એક ચમત્કારિક ફૂલ લઇ નીકળેલા નારદજી મૃત્યુ લોકમાં આવતાં ભટકતા પ્રેમઘેલા તાજલ અને જંગલી લોકોમાં પત્થર રૂપ પણ દેવી તરીકે પુજાતી બકાવલીના પ્રેમ પ્રત્યે પ્રેરાઇ તેને નિર્ભયપણાના આશિષ આપે છે.

ચતરા બકાવલી.



પાયોનીયર ફિલ્મ કંપના.

આગળ ચાલતાં જળક્રિડા કરતી અપ્સરાઓના ચોકીદાર કાળા દેવને જોઇ પોતાના પાસેના ચમત્કારિક ફૂલથી ગમ્મત મેળવવાના નિશ્ચયપર આવી તે ફુલ તેની નજીક ફેંકતા એક અજબ રમુજી બનાવ બની રહે છે. આ બનાવને અંતે બેશુધ્ધ પડેલા તાજલપર એક અપ્સરાની દ્રષ્ટિ પડતા તે તેની દયા ખાઇ તાજલને બકાવલીના મંદીર પાસે મુકી આવે છે. જ્યાં બન્ને વૈભવી પ્રેમીઓનો દુર્દશામા કરૂણા ભર્યો મિલાપ થાય છે.

ચતરાનું હરણ કરવા નીકળી પડેલા મૂર્ખ યક્ષોના ટોળાને જોઇ નારદજીનું તેમનીપણ ગમ્મત કરવાનું મન થઇ જાય છે અને પોતાની પાસેનું તે ફૂલ તેમની તરફ ફેંકતાં એક અજબ ગોટાળો ઉઠી રહે છે વરવા માટે અશક્ત નિરાશ થએલો વિદ્યુતસેન અંતે ચતરાને હરવા નીકળે છે પણ નારદજીને તેના પાપ કર્મનું ફળ આપવા પ્રેરણાથી વળી તે ફુલ તેના રસ્તામા મૂકે છે ફુલથી તો પાપી વિદ્યુતસેન તેનેજ શિક્ષા આપનાર તે ફૂલને શુકન માની ઉપાડી ઉત્સાહભેર આગળ વધે છે, ચતરાને ભેટતાં તે ફૂલની પોતાના કાર્યનું ફળ તે મેળવે છે અને પોતેજ ચતરારૂપ બની જાય છે એટલામાં યક્ષો હિમાંગ ડિમ ગ આવી તેને જ ચતરા સમજી ઉપાડી લઇ જાય છે. આથી ચતરા અને તેની સખીયોમાં વિનોદ આશ્ચર્ય અને હાસ્ય પ્રસરી રહે છે.

તાજલ અને બકાવળી દુર્દશામા સાથે રહેવા પછી તાજલને પોતાના છુટકારા માટે વિનવે છે અને ઘણો સમજાવી તેને કઇ પ્રયત્ન કરવા તેનવી પોતાના કાનનું એક મોતી આપી તેને વિદાય કરે છે વરના પાછો તે શુધ્ધ પ્રેમીયોના સંયોગમા એક દુખદ વિયોગ પ્રસરાય છે.

મૂર્ખ યક્ષો ચતરારૂપે વિદ્યુતસેનને ઉપાડી લાવી પોતાની ઝુંપડીમાં કેદ કરી લગ્નનો ઉત્સવ કરે છે અને મૂર્ખો ડિમંગનું સરઘસ કહાડી ધામધુમથી તેને રૂપાળી ચતરાને ભેટવા મોકલે છે, પરંતુ ફરી પાછા નારદજીના ફૂલના ચમત્કારથી બાયડીમાંથી ભાયડાનો ગડબડ ગોટાળો જામી રહે છે વિદ્યુતસેન અને યક્ષો

અજબ થઈ પરસ્પર પૂછતાં આ ચતરાનું છળ માની તેઓ સર્વ મળી જઈ વળી પાછા ચતરાને ઉપાડી લાવવાના નિશ્ચયપર આવે છે.

બીજી તરફ જંગલોમાં ભટક્યો તરસ્યો ભટકતો તાજલ એક નગરમાં આવી ચડી વાણીયાની દુકાનેથી કંઇ ચીજો મેળવી ખાય જાય છે. બદલામાં પૈસા ન હોવાથી દુકાનદાર સાથે રકઝક થતાં તાજલ દરમ્યાન બકાવળીએ આપેલું મોતી તે દુકાનદારને કહાડી આપે છે. મોતી જોઈ વાણીયો ચમકી તાજલને ધારી ધારીને જોતા તેનો કંગાળ વેશ જોઈ આવું કીમતી મોતી રાખનાર તેને કોઇ ચોર સમજે છે અને નગરના કોટવાલને બોલાવી તેને પકડાવી દે છે.

જ્યારે પ્રેમી બકાવળી પોતાની ભયંકર દુઃખદ અવસ્થામાં પણ પોતાના તાજલ માટે કુશળ રહેવાની સતત પ્રાર્થનાજ કરતી રહે છે. કોઈક વેળાએ અપસરાઓ આવી તેને આશ્વાસન આપી જાય છે.

કોટવાળ પોતાના ચોર તરીકે પકડેલા તાજલને રાજકુમારી ચતરાના પિતા મહારાજા મનોદીપ પાસે ઉભા કરે છે તાજલ મોતીનો ખુલાસો ન કરતાં તેને પોતાનુજ જાહેર કરે છે. જેથી તેને ચોરની શિક્ષાએ મુકવાનું કહી નગરમાં મોતી માટે દાંડી પીટાવવાની આજ્ઞા કરવામાં આવે છે.

દરમ્યાન તે મોતી ચતરાએ જોતાં રાજા પાસેથી તે જોવા ઇચ્છા કરે છે જોઈ તે તરફ મોહાય છે. અને એકાંતે પોતાના અલંકાર રૂપે જોવા લલચાઈ તે લઈ જાય છે.

મોતીને તેના કાનપર લગાડતાં અને તેને ધારી ધારીને જોતાં તે મોતીનું તેને પૂર્વનું સ્મરણ થાય છે કે.

"ઇંદ્રાણી શચીના એક જન્મોત્સવ પ્રસંગે બકાવલીના સુંદર નાચથી પ્રસન્ન થઈ ઇંદ્રાણીએ તે મોતી બકાવલીને બક્ષીસ આપ્યું હતું. અને ચતરાને તે મોતી સંબંધે સ્મરણ રાખવાની આજ્ઞા કરી હતી"

આથી ચતરાના મનનું સમાધાન થાય છે, કે તે મોતી તેની અપસરા સખી બકાવળીનું છે. અને તે લાવનાર ખચિત તેનો

પ્રેમીજ હોવો જોઇએ. જેથી તેની બારિક તપાસ કરવાની ઇચ્છાઓ પ્રેરાય છે.

આ પ્રેમકથાના ઘટનાકાર નારદજી અંતિરક્ષ ચતરાને આશીશ આપે છે કે "પ્રેમના શુભ સંયોગો સરળ થવાનું જે તું ઇચ્છીશ તે થશે."

જ્યાં ચતરા કોટવાળ રૂપે તાજલને લઈ આવવાના તરંગો ઘડે છે કે પોતે કોટવાળ રૂપે બની જાય છે અને તાજલને પોતાના આવાસમાં ઉપાડી લાવે છે.

પરંતુ ખરા કોટવાળની આથી ફજેતી થઇ રહે છે. તે રાજાને જઇ ખબર આપે છે, રાજા ક્રોધે ભરાય છે. રાજા કોટવાળી ખુચ-વી લઇ અને ચોર તથા મોતીના માલીકનો પત્તો લાવી આપનારને જે માંગે તે આપવાની બીજી દાંડી પીટાવવાનો હુકમ કરે છે.

તાજલને ઉપાડી લાવેલી ચતરા કોટવાળ રૂપે અને પછી ચતરા રૂપે ખૂબ કસે છે. અને તાજલને મારવાની ધાક દેતાં તેને કહેવાની ફરજ પડે છે કે.

" તે મોતી તો મારી પ્રીયા બકાવલીએ મને આપ્યું છે.'

ચતરા વધુ પૂછપરછ કરતાં. તાજલ બકાવલી પર અડગ પ્રેમ જાહેર કરે છે. આથી ચતરા ને તેનાપરનો મોહ-પ્રેમ પ્રકાશમાં મૂકે છે. પણ બકાવલીનો શુધ્ધ પ્રેમી તાજલ તે ગણકારતો નથી. પરંતુ જ્યારે ચતરા ખુલાસો કરતાં કહે છે કે.

"જો તમો મારા સાથે લગ્ન કરશો તોજ બકાવની શ્રાપ મુક્ત થઇ તમને મળશે."

આ સાંભળી તાજલ વિચાર લીન બની જઇ નિશ્ચયપર આવી કહે છે.

"જો પ્રિયા બકાવલીની મુક્તિ થઇ મને મળતી હોય તો હું તમારી સાથે લગ્ન કરવા તૈયાર છું.'

ત્યારથીજ ચતરા તેની દાસી સમાન બની રહે છે.

રાજાએ મોં માગ્યું ઇનામ આપવાની પીટાપેલી દાંડીથી કાંમાંધ વિધૂતસેન મૂર્ખ યક્ષોદ્વારા માહિતગાર થાય છે અને તેમની સાથે મસલહત કરી એક જુદકું તરકટ ઉભું કરવાનો નિશ્ચય કરે છે. કે મોતીના ચોરને લઈ જઇ તેને મારી નાખવાનો અપરાધ તેઓએ વ્હોરી લેવો અને ઇનામમાં ચતરાને માગવી એટલે ચતરા મળી રહેતાં અપરાધની વાતને પહોંચી વળાશે.

મોતીના ચોરના ગુમ થવાથી રાજા પણ ઘણો વિમાસણમાં પડે છે. છતાં નારદજી તેને સ્વપ્નમાં આવી સમજણ આપતાં કહે છે.

"રાજા તારા મનનાં ઉઠેલી ગૂંચનો ફેંસલ તારી પુત્રી કરશે તે તું માન્ય રાખજે."

રાજા જો કે આથી ભ્રમમાં પડે છે. છતાં સ્વપ્નની વાતને વળગી રહેવાના નિશ્ચયપર આવે છે.

બીજે દીવસે દરબાર ભરાય છે ચતરા તાજલને શાહઝાદાના વેશમાં સજ્જ કરી દરબારમાં લઈ આવવા આગ્રહ કરે છે. રાજા પાસે કેદી તરીકે ઉભેલો શાહઝાદો એકદમ દરબારમાં આવતાં અચકાય છે પણ ચતરા તેને હિંમત આપી લઈ ચાલે છે.

દરબારમાં કોટવાળને ગોટાળામાં ખમવું પડે છે. તેટલામાં પ્રપંચી વિધુનસેન યક્ષોને લઇ ચોરનો પત્તો લાવનાર તરીકે હાજર થાય છે. પૂછપરછમાં ચોરને લઇ જવાનો અને તેને મારી નાખવાનો ગુન્હો મૂર્ખ યક્ષોપર ઢાળી તેમની પાસે કબુલ કરાવે છે પછી પોતાના ઈનામની માગણી કરે છે. રાજા પૂછતાં તે ચતરાને માગે છે. આથી રાજસભા રાજા વિગેરે ગુંચવણમાં પડી જાય છે. એટલામાં ચતરા પોતે દરબારમાં હાજર થઇ કહે છે.

"પિતાજી મોતીના ચોરને હું જીવતો પકડી લાવી છું."

એમ કહી તાજલને શાહઝાદાના પોશાકમાં હાજર કરે છે. રાજા, સભા અજબ થાય છે, યક્ષો વિધૂતસેન વિગેરે ઝંખવાણા પડી જાય છે. રાજા ચતરાને પૂછતાં જાહેર કરે છે.

'પિતાજી આ કોઇ ચોર નથી પણ બકાવળીનો મહાપ્રેમી શાહ-જાદો તાજુલમુલ્ક છે."

આથી રાજા અને સભા સર્વ આશ્ચર્યચકિત થાય છે. રાજા સઘળું સમજી લઇ શાહઝાદાને માનથી જોઇ વિધૂતસેન યક્ષો વિગેરેનો ઇનસાફ શાહઝાદા તાજલનેજ સોંપે છે. પ્રેમી શાહઝાદો તેના ઇનસાફમાં કહે છે.

"મહારાજા પ્રેમઘેલાઓને સજા ન હોય.

સાચા પ્રેમીઓ સદા, લાવે છે અંજામ.
મુરખ પ્રેમ કહી બકે, બને આમ બદનામ.

'તેમનો બળાપો એજ તેમની શિક્ષા."

આથી રાજસભામાં તાજલપર મોહ ઉત્પન્ન થાય છે પણ યક્ષોના મૂર્ખ સરદારને જ્ઞાન થતાં તે પીગળી જઇ વિધૂતસેન પ્રત્યે ક્રોધ ઉત્પન્ન કરી, રાજાને પગે પડવાનું કહે છે. મદાંધ વિધૂતસેન માનતો નથી પણ તે યક્ષોનો સરદારજ તેને ભરસભામાં પરાણે પગે લગડાવે છે.

પછી ચતરા શાહઝાદા તાજલ પ્રત્યેનો પોતાનો પ્રેમ રાજાને જાહેર કરતા રાજા અનુમતિ આપી હસ્તમેળાપ કરવા ચાહે છે પરંતુ તાજલ બકાવળીને મળ્યા વિના તો નાજ કરે છે જેથી સઘળા બકાવળી તરફ જાય છે.

બકાવળીને નારદમુનિ અંતના આશિશ આપી તેને શ્રાપ મુક્ત થવાની આગાહી આપે છે પછી તો ત્યાં તાજલ ચતરા રાજા વિગેરે આવી ચઢે છે, શુદ્ધ પ્રેમીઓનું ફરી પુનર્મિલન થાય છે પરસ્પર ભેટતાં તાજલ બકાવળીને ચતરા સાથેના પ્રેમની વાત જાહેર કરે છે. બકાવલી અનુમતિ આપે છે કે તુરતજ તે શ્રાપ મુક્ત થઇ જાય છે અને આનંદ જાહેર કરે છે કેઃ—

ભલા હુવા મેરી દવલત લુટી
મંય પત્થરસે છૂટી
દુખ મટકી ફોરી ફૈંદી ગયા
મંય પત્થરસે છૂટી—ભલા.

પછી તેને મુક્તિ આપનાર ચતરાને ઉદ્દેશી બોલે છે.

"આવ સખી ચતરા તારા ઉપકારના બદલામાં ખુશીથી હુંજ તમારો હસ્ત મેળાપ કરી મારી ભગીની બનાવું.'

શાહઝાદા તાજલ અને ચતરાના બકાવલીએ કરેલા હસ્ત મેળાપને સર્વ ફૂલોની વૃષ્ટિથી વધાવી લે છે પછી ચતરા બકાવલી અને પ્રેમી શાહજાદા તાજુલમુલ્કની ત્રીપુટી એક થઇ તાજુલમુલ્ક પોતાની બન્ને પ્રિયાના શુદ્ધ પ્રેમમાંજ પોતાના આનંદી દીવસો નિર્ગમન કરતાં કહેતો હતો કે.

મળે છે એક મોહિનિથી મીઠુ સ્વાદ આ સંસારનો
લીયે છે લાભ સાહુ આ વિશ્વમાં વિસ્તૃત એ વ્હેવારનો
ભરી બે પાસમાં બે પ્રેમની પુતળી મીઠી "મનહર"
પછી તો લૂટવો બાકી રહે છે મ્હાર બસ શૃંગારનો.

આનંદ આનંદ આનંદ

---

ચતરા બકાવલી.





પયોનીયર ફીલ્મ કુંપની



આ ચોપડી મુંબઇમાં સુલ્તાન મેન્શન ડુંગરી ઉપર આવેલ ધી ખિલાફત પ્રેસમાં મહમદ અબ્દુલ રહેમાને છાપી છે.